પરી. ૨–૬ પ્રજાપતી અહમદ પ્રથમ પુરૂસ અસુરોની સૃષ્ટી પેદા કરી પ્રજાપતી હીરણ્ય ગર્ભ અસુર સો અસુરા સર્જયતે પ્રજાપતી મહમદ નબી.

પરી. ૧–૨૨ સવીતા પ્રજાપતી નારાયણ સુર્ય અગ્ની પ્રેરણા આપનાર દેવોના પીતા અવલ નબી આખર મદીના કબર ૩૫–૫ યજૂ.

પરી. ૨–૪ ક. પ્રજાપતી કાસીમ દેવા ક. બ્રહમા ક. અહમદી નબી પરમેષ્ઠી પરમેશ્વર પ્રજાપતી નબી મહમદ વાચસ્પતી બ્રહસ્પતી બ્રાહમણ પતી.

પરી. ૨–૯ વિશ્વદેવા પંજેતન ૩૩ કરોડ દેવના જનક નબી મહમદ

પરી. ૨–૧ અદીતી પંચેજનની જનેતા મહમદની માતા આમીના દેવી અદીતી આદીત્યોની માતા વિશ્વદેવી શુભ મંગળ દાત્રી દેવી.

પરી. ૨–૮ વરૂણ ઈન્દ્રનું નામ ઈન્દ્ર અલી દેવાધીદેવ સર્વ ભૂવનના અધીપતી વરૂણ ઈન્દ્ર જળના દેવતા વ્રાતા અસુર પછમના સમ્રાટ. ડી. શબ્દકોસ.

પરી. ૨–૩ ઈન્દ્ર અગ્ની અલી અને નબી બંને સાથે રહીને કાર્ય યજન માર્ગદર્શક ઈન્દ્ર અલી ગણપતી યુધ્ધમાં પ્રથમ વીર.

પરી. ૨–૪ ઈન્દ્ર અલી પર્વતના જેવા મહાન કાર્ય કરવામાં વિજેતા અલી ઈન્દ્ર. મરૂત મુરૂતોજા ઈન્દ્ર વાયુવેગી ખૈબર કીલો તોડયો વ્રાતાસુર સબરને મારીને દેવ ગણ મુરતુ અલી કહેવાયા મદીન તા દેવા વ્રાત્ય.

પરી. ૨–૪ ઉસા નામ ફાતુનુસા ઉસા હંસ વાહીની દેવી સરસ્વતી ફાતુમા હુસેની કુમારોની માતા ભગવરૂણ ઈન્દ્રની બેન ભગીની ત્થા વરૂણ પત્ની કાકાઈ ભાઈ દેવ દુહીતા આકાસી નબી પુત્રી જ્યોતીસા ફાત્મા જોહરા યજ્ઞમાં પ્રથમ પુજા આદ્યસકતી ફાત્મા પીરાણામાં જ્યોતી સ્વરૂપે ઉસા સૌન્દર્યની દેવી રૂપમ હુસેની કુમારો રૂપમ સરસ્વતી.

પરી. ૨–૪ ઉસા નખ્તુ ખાતુન સાઉસા મા – દીકરી આકાસ પુત્રી રાત્રી.

પરી ૨–૫ તીસ્ત્રો દેવી ઈલા સરસ્વતી ભારતી અલી ઈન્દ્ર પત્નીઓ.

પરી. ૨–૧ અપ્સરા અરબી સમુદ્રે જળ દેવીઓ ગાંધર્વ પત્ની વિવાહ મહમદની અન્ય પત્નીઓ ગાંધર્વ વિવાહ અપ્સરા ઈન્દ્ર અગ્ની મહા અસુર માનવ રૂપે દેવ ઈન્દ્ર અલી અગ્ની નબી ઈન્દ્ર વાયુ ઈન્દ્ર મુરતા અલી ઈન્દ્ર પર્વત ઈન્દ્ર વરૂણ ભગદેવ રાક્ષસોના કીલા ખૈબર સબર તોડયો.

## કબીર વચન

સબ ઘટ મેરા સાંઈયા, સુની સેજ નહી કોય બલીહારી,
વા ઘટકી જા ઘટ પ્રગટ હોય દરેક શરીરમાં ઈશ્વરનો વાસ છે.
ગુપત છે ધન્ય તે શરીર જેનામાં સાંઈ પ્રગટ થાય
કબીર નાનક મહમદના શરીરમાં પ્રગટ થયા તેઓ ધન્ય છે.

હીન્દુ મતે હીન્દુ દેવી મેલડી માતા સાધના ચરમ સ્વીકાર.
મેલડી અર્થ મલીન મલેચ્છડી માતા દેવી હીંદુ શબ્દ મલેચ્છ દેવી
મેલડી માતા છાગ બલીના બકરા પર સવારી હીન્દુ દેવી
મેલડી માતા સાધના મંત્રો જંજીરો – ઓમ રહીમ કરીમ કલીમ
મેલડી માતાયે નમ ૐ એમ હ્રીમ કલીમ મેલડી માતાયે નમઃ
–મેલડી સાધના પા. નં. ૭૨ મંત્ર ૬ મુષ્ઠી પીર અસુરવીર સાધના મંત્ર

## બીસમીલાહ હરરહમાં નીર રહીમ

સાહં ચક્કી વાવડી ગલે મોતીયનકા હાર, લંકા કોટ સમુદ્ર કી ખાઈ જહાં ફીરે મુહમદા વીર.
કી દુહાઈ કોન વીર આગે ચલે સુલેમાન વીર આગે ચલે દરરાની વીર ચલે નાદીર સાહવીર ચલે.
મુટઠી પીર ચલે નહી ચલે તો સુલેમાન કી દુહાઈ સબદ સાચા પીન્ડ કાચા ચલો મંત્ર ઈશ્વરી વાચા.
આ મંત્ર સાધના ગુરૂવાર પછીમ દીસા જાપ બાવળનું ઝાડ મંત્ર જાપ કરવો પીર પ્રગટ થશે.
–મંત્ર ૭ મુહમદા પીર ગજનવી પીરનો મંત્ર છે.

મેલડી સાધના પા. નં. ૬૭ અસુર વીર સાધના વીરોની જંજીર જંજીરો (સાંકળો)

મંત્ર. લાઈલાહ ઈલલાહ હજરત પીર વીર કી સલતન કો સલામ વીર આજમ જેર જાલકો મસ્વન કર તેરી જંજીર સે કોન કોન ચલે ચોસઠ જોગની દેવ ચલે વિસલે ચલે હનુમાન કી હાંક ચલે નારસીંહ કી ધાક ચલે નહી ચલે તો સુલેમાન તખત કી દુહાઈ એક લાખ એંસી હજાર પીર પેગમ્બર કી દુહાઈ મેરી ભકતી ગુરૂકી શકતી ફુરો મંત્ર ઈશ્વરી વાચા – લાઈલાહ ઈલહાહ મહમદ રસુલીલાહ–

આ મંત્ર સાધના શુક્રવારે પછીમ દીસા સફેદ વસ્ત્ર કોડીયો લોબાન ધૂપ રોજ ૧૦ માળા ૧૨ દિવસ જાપ કરવો પીર પ્રગટ થશે.

મેલડી સાધના પા. ૧૨૪ પ્રસન્ન થશે મા મેલડી કુળમાં વધસે માન, માંસ–મદીરા સાધકના પાંચ મકારતત્વ લેખક જયરામ લક્ષ્મણ ભારદ્વાજ રાણીપ. ગૌરવ પબ્લીકેસન અમદાવાદ ત્થા રાજેસ બુક સેન્ટર, ખાનપુર..

આ પરિસ્થીતી છે અમારા દેસની મેરા દેસ મહાન કહુંગા હીન્દુસ્તાન સુધારક બંધુ કહા જાઈએગા જહાં જાઈએગાં વહાં મુહમદી પાઈયેગા જમાના ખાલી નહીબીના મહમદી કોય આલી કા ઘર ખાલી નહી અલી વલી સેરે ખુદા – લં ઈન્દ્રાય મુર્તજાય નમઃ મુર્તજાયાઅલીહ ઈન્દ્ર યજૂમંત્ર છે.

કાન્તીલાલ મુરખ થઈ ગયા હજૂ કોઈ ચેતો તોયે સારું મુકી દો ડહાપણ તમારું દીવા પાછળ છે અંધારૂં.
ઈતી અલમ અલમતી વીસ્તેરેણ ઓમ શાન્તી, શાન્તી શાન્તી...

યજૂ ૨૩–૬૦ બ્રહમા ઉવાચ વેદ અહમદસ્ય વિશ્વા નબી વેદ ચન્દ્ર, સૂર્ય ધાવા પૃથ્વી અંતરીક્ષ વેદ અહમદ.
યજૂ ૨૩–૫૨ પંજેતન પુરૂસ પંચસ્વન્ત પુરૂષ આવ્યા અસ્મીન માયા ભવ અસુરો મત–અવ્યય
૨૩–૯ સૂર્ય એકા ચન્દ્ર પૂન પૂન અગ્ની રહીમસ્ય નબી ભેસજં ભૂમી અવપનં મહુર્ત
યજૂ ૨૨–૯ તત સવીતુ વરેણ્યમ
૨૨–૧૮ અગ્ની દૂત અગ્ની રહમાણ ગોજીર યા પુરન્ધયા પુરંન્ધયા ગો.રજી યા રહમાન પતી પત્વા.
૨૨–૧૯ વિભુ માત્રના પ્રભુ – મય અસુરવા અસી બાજ નામ વર્ષા નૂરમાણ યયુ અસુર આદીત્ય નબી હૈ અસી.
૨૨–૧૮ સવીતા અગ્ની પ્રજાપતી અગ્ની રહમાંણ – ગોજીરયા રહમાન ગો. ગાય ગોવાણીના રહમાન ગોવાણીના સ્વામી ગોર્જીર

યજૂ પરી. ક. પ્રજાપતી કસ્મે દેવા હવીસા વીધેમ – પ્રજાપતીનું નામ ક. કાસેમ દેવા પૂજા – મહમદનું પુરૂ નામ છે. અબુ અલા કાસીમ મોહમદ કા કાસેમ દેવની પૂજા હવીસા બ્રાહમણ ગ્રંથમાં પર્યક વિદ્યા આકાસી યાત્રા મહમદ મેરાજથી પ્રસિધ્ધ છે સાતમે આસમાન પહોંચ્યા ત્યારે પરમાત્માનો પડદો પડયો અને પુછયું કો આસીતી જવાબ આપ્યો અહમદી આવ્યા સામેથી પુછયુ કો અહમદી જવાબ સત્યમ અહમદી અને પરદો હટી ગયો ખુદાતાલા –

પરમાત્મા દર્શન થયાં બ્રહમાની પદવી મળી અને પૃથ્વી પર આદેશ લઈને આવ્યા જાઓ સત્યનો પ્રચાર કરો. આ થયા અલા દૂત રસુલ મહમદ દેવદૂત પ્રજાપતી પ્રજા પાલક અસૂરોની સૃષ્ટી કરી અસુર દેવ કહેવાયા – યજૂ પરી. અસુર દેવ પરમાતમા ની લીલા પરી. ૨ આસુરી રૂષિ પરી. ૧ – યજૂ તમ અહુર ગુરૂ પુરૂસ મહાનતમ સ્વે. ઉપનીસદ વેદાહ મેતાં દેવ અહમદ યજૂ ૩૧–૧૮ અસુર આસુરી રાક્ષસા આમહી યવન યજૂર વેદના રૂષી અને દેવ છે. હીન્દુ મતે માન્યતા છે વેદ અંતીમ અસ્ત્ર છે. વેદો સર્વ માટે છે. સર્વાની ભૂતાની સર્વમ શાન્તી મહામદ શબ્દ કોસ પ્રમાણે અર્થ છે. એ ગ્રેટલી વીરાટ પુરૂસ સુંદર અને તમસ આવો અર્થ છે. ડી.વી.એસ. આપ્ટે પુના વીરાટ પુરૂસ દર્શન ગીતામાં આવે છે. અ. ૧૫ પુરષોતમ યોગ અહુર વ્યયમ પ્રાહુર અહુર શબ્દકોસમાં અહમદ ગુરૂ ઉલેખ છે. તામસ આદીત્ય વર્ણ સુર્યરૂપ તેજ તામસ નુર પ્રકાસ સુંદર અસુર આદીત્ય વર્ણ તામસ મહામદ અસુ આદીત્ય વેન નબી અસુર ઇન્દ્રો વે વેન અસુર પ્રાણો વે વેન અસુર રૂષિ પરી. ૧ ત્યા ૨ યજૂ પ્રાણપતી પ્રજાપતી પ્રાણે ભયો અઘીપતી ભયો વેનંવીવ નબી મહમદ યવન પતી કર્તા અહમેદી મન્યતે ગીતા અહુર યોગ અહૂર સંન્યાસ અહુર મુની રૂષી બીભૂતી ઇશ્વર નામ મલેચ્છ અર્થ છે અહુરન ઇશ્વર – સન્યાસ યોગ ગીતા–

યજૂરવેદ. રામ સર્મા

આચાર્ય બરેલી, ગુજરાતી અનુવાદ, અમદાવાદ.



તજલ્લાનીતી. નૂર – રોશન (છાંદોગ્ય ઉપનીસદ)



**બિસમિલ્લા હિરરહમાં નિર્રહીમ અલદહમ્દો લિલ્લાહે રબ્બિલ આલમીન, વસ્સલાતો વસ્સલામો અલા રસુલેહી મોહમ્મદ દિવ અલા આલોહી વ અસ્હાબેહી અજમન.**

**અર્થ**– ખુદાના નામથી શરૂ કરૂ છું જે રહેમાન (રહેમવાળો) અને રહીમ (દયાળુ) છે, સૌ તારીફ બંને જહાંનના પાલણહાર ખૂદા માટે છે. અને રસુલ્લિાહ (સ.અ.) તથા તેમની આલ તથા તેમના અસહાબ ઉપર સલામ હોજો.



અલેફ નામ અલ્લાહ હે જાતી મગર–વો હૈયુમ કૈયુંમ સદા હે અમર
અલ્લાહો વલ્લ હ લહુ પીછાન–માઈની વજેચ્હાર, હે એક જાન
ખુલી નામ ઉસકે સિફાતી સહી–નિરંજન નિરાકાર અલેખ હે વોહી
અરબી ફારસી વ હીંદી ભિતર–હજારૂં વજેસે સિફત હે મગર.
ઉસકી સિફતકા નહી પાર હય સિફત હે નમાને સો મુરદાર હય

**અર્થ**– અલેફ સાદામાં સાદો શબ્દ છે, એટલે કે તેને કાંઇ નુકતા નથી. એટલે જેમ તેનું વર્ણન કરવું મુશકેલ છે, તેવી જ રીતે ખૂદાનું વર્ણન કરવું પણ મુશકેલ છે, એટલું જ નહિ પણ જેમ અલેફ શકલ સુરત અને નુકતા વગરનો છે તેમ નિરંજન નિરાકાર છે.



# યોગ–સાધના
# ચિશ્તી તઆલીમ

સૌથી પહેલા ખુદાની ઝાત (પુરૂષ) અને સિફાત (પ્રકૃતી) ને સમજવું જોઇએ, કારણ કે સુફીવાદ અને ઈસ્લામનો મુળ પાયો એ છે, ઝાત એક હસ્તી છે મુતલક સંપૂર્ણ વ્યકિત છે જેને 'વાજીબુલ વુજુદ' કહે છે અને જેનો ઘેરાવો તમામ ચીજ ઉપર છે. પણ તે ખુદ પોતે તે ઘેરાવથી બહાર છે. તે કોઇ જ્ઞાનમાં સમાઇ શકતો નથી તેમજ કોઇ પણ હદ (બંદીયતપણા) માં તે આવી શકતો નથી. તેનો નાશ પણ થઇ શકતો નથી. તેમજ તેમાં ફેરફાર પણ થઇ શકતો નથી. બધી ચીજ જે મોજુદ છે તે તેને લીધે છે પણ તે પોતાની હસ્તી સારૂ કોઇ ઉપર આધાર રાખતો નથી. ઝમીન ઉપર અને આસમાનમાં પણ તેના સિવાય બીજું કાંઇ નથી. સર્વે ઠેકાણે તેજ છે, તેનો કોઇ ભાગીદાર નથી. તે કોઇથી પેદા થયો નથી તેમજ તેના પેટથી કોઇ પેદા થયું નથી. પણ તેનું જ્ઞાન, તેના 'નામ' અને સિફાત' અને તેની 'મઝાહેર' (ખાસીયતો) વગર થવું અશકય હોવાથી તેની સિફાત અને નામોનું જ્ઞાન જરૂરનું છે.

સિફાત* જયારે હસ્તીએ મુતલક ઝાહેર થઇને ખાસ કાંઇ નુરનો દેખાવ પકડે છે ત્યારે તેને સિફાત ગુણ કહે છે. દાખલા તરીકે દુનીયા જાહેર થઇ તો માલમ પડયું કે તેની જાતમાં જે પેદા કરવાની સિફ્ત હતી તેનો દેખાવ (જલ્વો) દેખડાવ્યો. જાતની બેશુમાર સિફાત છે પણ તે જાતથી જુદી અને અલગ નથી. જો કે દરેક સિફત બીજી સિફતથી જુદી છે અને ઝાત બધી સિફાતથી જુદી અને અલાહેદી દેખાય છે. પણ ખરેખર બધું એક જ છે. જુદાઇ બીલકુલ નથી. દાખલા તરીકે ફુલની ખૂશબો તે તેની સિફત છે જે ચમનની હવાને સુગંધીદાર કરે છે. પણ તે ખૂશબો ફૂલની જાતથી જુદી નથી.

જેવી તરેહ ખુદાની જાત કદીમ–અનાદી અને અવિનાશી છે, તેવી જ તરેહ તેની સિફાતો પણ કદીમ અને અવિનાશી છે. જાતમાં ખુદાની વ્હેદત (એકતા) નજરે પડે છે. અને સિફાતમાં તરેહતરેહનું બહુપણું જોવામાં નજર પડે છે. પણ સિફાત જુદી નથી એટલે સિફાતમાં જે બહુપણું જોવામાં અને સાંભળવામાં આવે છે તે ફકત ખ્યાલી જ છે. નહિતર સિફાતમાં પણ વ્હેદત જ છે.

**મા ઓસ્ત,** એને જ 'હમા ઓસ્ત' કહે છે એટલે કે બધે ખુદાની જાત જ છે, તેના સીવાય બીજું કોઇ નથી. અને જે આપણને નજરે પડે છે તે બધી ખુદાની એકતાઇ–વેહદત જ છે. જેવી તરેહ કુરાન શરીફમાં ફરમાવ્યું છે, "વહોવા અલા કુલ્લે શએઈન મુહીત" એટલે કે બધી ચીજ ઉપર ખૂદાનો ઘેરાવો છે. બીજી આયત છે કે 'વહેવા માઅકુમ અએનમાં કુન્તુમ' એટલે તમે જયાંબી હોવ ત્યાં ખુદા તમારી સાથે છે. ત્રીજી આયત છે કે : 'અએનમા તવલ્લુ ફસુમ્મા વજહુલ્લાહ' જયાંબી તમે જુઓ ત્યાં ખુદાની ઝાત મોજુદ છે.

તઐય્યુનાત વ તનઝઝુલાત.

સૂફીવાદમાં આ બોલ વારે ઘડીએ વપરાય છે. એની મતલબ એ છે જે દુનિયામાં પેદા થયેલી વસ્તુઓની સુરત શીકલો નજર પડે છે તે બધી ખુદાની ઝાતની સિફતો છે અને તેના નુરનો ચમત્કાર છે. પણ તમામની અસલીયત તેની ઝાતના પસ્તઓ–પ્રતિબીંબ સીવાય બીજુ કાંઇ નથી. દાખલા તરીકે એક દોરામાં થોડી ગાંઠો મારેલી હોય તો તે ગાંઠને કોઇ દોરો કહેતું નથી. તે ગાંઠની શીકલને સુરતના સબબથી તેને ગાંઠ કહેવામાં આવે છે.

** સિફત એક વચન છે અને સિફાત બહુ વચન છે. તેનો અર્થ ગુણ થાય છે.*

જો કે તેની અંદર દોરા સિવાય કાંઇ નથી. એટલે ગાંઠ તે "તઇચ્યુન" છે જ્યારે ગાંઠ મારી હોય તો ગાંઠ કહેવામાં આવે છે. અને ગાંઠ છોડી નાખે તો દોરો કહેવામાં આવે છે. દોરાને ગાંઠ કહેવામાં આવતી નથી અને ગાંઠને દોરો કહેવામાં આવતો નથી.

એવી તરેહ તમામ સૃષ્ટિ–મુખલૂકની શીકલ અને સુરતોને "તઅઇમ્યુનાત" ની નજરથી જોવી જોઇએ તે જાતે ઇલાહી–ખુદાથી જુદા નથી પણ જ્યાં સુધી તે જુદી જુદી શીકલ અને સુરત ધરાવે છે ત્યાં સુધી તેને જાતે ઇલાહી કહી શકતા નથી. અને તેને જાતે ઇલાઇ કહેવું અથવા સમજવું "શિર્ક" છે. એવી તરેહ જ્યારે જુદા જુદા રૂપે શ્રષ્ટિ પેદા થઇ તે શીકલોને "તઐય્યુનાત" કહેવામાં આવે છે પણ એ શીકલોમાં જ્યારે ફેરફાર થવા લાગે છે ત્યારે તેને "તનઝઝુલાત" કહે છે દાખલા તરીકે હવા એક ઉંચુ અને સરૂં તત્વ છે સુરજની ગરમી ઝમીનની ભીનાશ ચુસીને તે ભીનાસને આસમાનમાં લઇ જાય છે. અને તેને પાણી રૂપે વરસાવે છે. તે વરસાદ ખેતરમાં પણ પડે છે અને ગંદી ગટરોમાં પણ પડે છે એટલે હવાએ પાણીનું રૂપ પકડયું. એ એક તનઝઝુલ* થયું અને તે પાણીનું વરસવું અને ઝમીન પર અહીં તહીં દોડવું એ બીજું તનઝઝુલ થયું.

આ તેની જાતના કલ્પિત–નકલી દાખલા છે. ખુદાની જાતમાં કાંઇ ફેરફાર થતો નથી. (તઐય્યુનાત ને તનઝઝુલાત). પણ આ દેખીતા ફેરફારથી દુનીયાનો કારોબાર તે ચલાવે છે આના સંબંધમાં નાસૂત, મલકુત, જબરૂત અને લાહૂતનો પણ થોડો ખુલાસો આપવો જરૂરનો છે.

**નાસૂત–** જે આલમ આપણને નજરે દીઠામાં આવે છે તેનું નામ નાસૂત છે. એ આલમમાં જે જબાનને બોલી આપણે વાપરીયે છે તેની નાસૂતની બોલી કહે છે.

**મલકૂત–** નાસૂતની અંદર મલકૂત છે એટલે કે ઝાહેર આલમની અંદરના ભાગને મલકૂત કહે છે. તે નાસૂતની નજદીક છે અને નાસૂતથી જોડાયેલો છે. જ્યારે નાસૂતના આલમમાંથી આગળ વધે છે ત્યારે મલકૂતના દેખાવો નજરે પડે છે. નાસૂતમાં જે ઝિક્ર (મંત્ર) અને ફિક્ર (ચિન્તવન) કરે છે તેને પરીણામે મલકૂતમાં પહોંચે છે. અને માણસ પોતાની બન્દગીથી તેનો અંદરનો ભેદ માલમ પડે છે.

**જબરૂત–** મલકૂતની અંદરનો ભેદ માલમ પડે ત્યારે તેને જબરૂત કહેવામાં આવે છે. એ નાસૂતથી ત્રીજો દરજ્જો છે. આ મુકામમાં આપણા શરીરનું પુરે પુરૂં જ્ઞાન એની મેળે જ થાય છે. અને નાસૂત અને મલકૂત આ મુકામની હેઠે છે એમ ખુલ્લું દેખાય છે.

**લાહૂત–** જબરૂતની અંદરનો ભેદ માલમ પડવા લાગે ત્યારે લાહૂત મુકામ ખુલે છે. અહીં ખુદાની જાત સીવાય કાંઇ બાકી રહેતું નથી.

**હાહૂત–** લાહૂતનું બાતીમ–મધ્ય "હાહૂત" છે. એ મુકામ ઉપર નથી પોતાની ખબર રહેતી કે નથી કાંઇ જાણવાની શકતી રહેતી નથી; "હમે"ની નીશાની રહેતી કે નથી "ઓસ્ત" ની જરૂરત જણાતી અને આ હકીકત વર્ણવી પણ શકાતી નથી આટલુંજ કહી શકાય કે એ ખુદા–"હુ" નું મુકામ છે.

દાખલા તરીકે ઇનસાનનું ઝાહેર શરીર તે નાસૂત છે. અને તેની અંદરની હવાસો (ઇંદ્રિયો મલકૂતનો ભેદ છે. હવાસનું જ્ઞાન જ્ઞાનેદ્રિયોથી થાય તે જબરૂતનો ભેદ અને જ્યારે એ જ્ઞાનની ઝાત જ્ઞાનેદ્રિથી છુટી થાય છે એટલે કે તેની સાથે તેનો સંબંધ રહેતો નથી તે હાલતનું નામ લાહુત છે. જ્યારે મન પોતાની હસ્તીથી પણ બે ખબર થઇ જાય છે અને બેખબરી પણ રહેતી નથી તો તેને હાહૂત કહે છે.

રૂહ*—કુરાન શરીફમાં 'રૂહ' ને અમ્રે રબ એટલે ખુદાનો હુકમ કહયો છે. હદીસમાં લખ્યું છે કે અલ્લાહ તઆલાએ આદમને પોતાની સુરત માફક પેદા કીધો. ખુદાને કાંઇ સુરત નથી કે હોઇ શકતી નથી એટલે એ ઉપરથી જણાય છે કે સુરત કહેવામાં 'રૂહ'નો અર્થ સમાયેલો છે. ખુદાની ઝાતની કાંઇ શીકલ નથી તેમજ "રૂહ" ની પણ કાંઇ નથી. જેવી તરેહ જાત છુપી છે તેવી તરેહ રૂહ બી છુપી છે. જેવી તરેહ ખુદાની ઝાત આ ચામડાની આંખમાંથી જોઇ શકાતી નથી અને બહારના જ્ઞાનથી સમજી શકાતી નથી તેવી તરેહ તેનો હુકમ જે રૂહ છે તે પણ એ આંખથી જોઇ શકાતી નથી. રૂહ એકજ ચીજ છે. એ વ્હેંચી શકાતી નથી જે જુદા જુદા શરીરોમાં અરવાહ (=) દેખાય છે તે બધી એકજ મહાન રૂહનો પડછાયો છે, જેવી તરેહ સુરજ એકજ છે પણ તેના કિરણ બેશુમાર છે. જો સાફ જગાએ તે કિરણ પડે તો સુરજનો આબેહુબ દેખાવ તેમાં નજરે પડે છે જો કે સુરજ ત્યાં નથી, અને ગંદી મેલી ચીજ ઉપર તે કિરણ પડે તો પોતાના ગંદાપણને લીધે કીરણો ત્યાં ચળકતા નથી પણ તે ચીજોમાં પણ તે કિરણોને લીધે વધઘટની અને જીંદગીની શકતી છે.

રૂહ તે ઝાતનો આઇનો (દર્પણ) છે. જેમાં તેની ખુબસુરતીની શીકલ નજર આવે છે.

કલ્બ+— જેવી તરેહ "રૂહ' ખુદાની ઝાતનો આઇનો છે તેવી જ તરેહ કલ્બ ખુદાના નામ અને સિફાતોનું દર્પણ છે જે નુરે ઝાતના રૂહમાં ચળકે છે તે કલ્બમાં છુટું થઇ ગયુ છે.

નફસ—રૂહ અને કલ્બ આલમે અમ્ર સાથે સંબંધ રાખે છે પણ નફસ આલમે ખાક સાથે સંબંધ રાખે છે. ઝાતની સિફાત અને નામની તજલ્લી રોશની રૂહ અને કલ્બના સંબંધીથી નફર્સ સુધી આવે છે પણ નફસ દુનીયવી બાબતોથી તઆલ્લુક—સંબંધ રાખે છે જેથી રૂહ અને કલ્બમાં જે ખુબસુરતી છે તે નફસમાં નથી. અને નાસુત મુકામની તૈયારી (કેળવણી) વગર તે તજલ્લી નફસમાં પેદા થઇ શકતી નથી, એટલુ જ નહી પણ નફસ પોતાના વિષયમાં ચકચુર રહેવાના ઇરાદાથી તે તજલ્લીથી નાસી જવા અથવા દુરજ રહેવા માગે છે. અને ઇન્દ્રિયોને એવો જ હુકમ આપે છે કે વિષય વાસના શહેવતમાંજ—તલ્લીન—મશગુલ રહે, જેથી કલ્બ અને રૂહનો આઇનો ચળકતો નથી.

માણસ ઇબાદત અને જપતપ (મુજાહેદાથી) નફસને આગળ વધારવા કોશીશ કરી શકે છે. આને નફસે લવ્વામાં કહે છે પણ જ્યારે તે મુજા હેદાથી નફસને તદન બાળી નાખે છે ત્યારે તે પોતે વધીને બીલકુલ આઇના મીસાલ થઇ જાય છે. અને તેમાં રૂહ અને કલ્બનો ચમત્કાર બરાબર માલમ પડે છે, અને નફસમાં કોઇ પણ વાસના આહેશ રહેતી નથી. એ વખતે એ નફસે "મુતમઇન્ના"** થઇ જાય છે. એને નફસનું અથવા નફસ પર કાબુ કહે છે.

## સિલસિલામાં ઇખતેલાફ (ફેર) શા માટે છે.

સુફીઓમાં ઘણાં સિલસિલા (મંડળો) છે અને દરેક સિલસિલાનો તરીકો અને ઝિકર (મંત્ર) વગેરે જુદા છે. એ જોઇ કોઇ વાર ખ્યાલ પેદા થાય છે કે તસવ્વુફાનો રસ્તો અને અસલ—મૂળ એક છે તો પછી એ રાહ પર ચાલનારામાં ઇખ્તીલાફ (ફેર) શા કારણથી છે. ખરેખરી બીના તો એ છે કે ફેર ફકત દેખાવનોજ છે પણ ખરૂં જોતાં

* ઉતરતી હાલત

** સંતોષી

ઈખતીલાફ કાંઈ નથી. સિલસિલાના નામમાં ફેર ફકત સિલસિલા કાયમ કરનાર (બાની) માટે વપરાયલાં જૂદાં જૂદાં નામને લીધે છે. તઆલીમની અસલ તો લગભગ દરેક તરીકાની મળતી છે અને ઝિકર અને શગલ (ક્રિયાકામ) માં તો બહુજ જુજજાજ ફેર છે. ફકત સુફીઓમાં બેજ બાબતમાં થોડી થોડી મતફેરી છે (૧) વ્હેદતુલ, વજુદની બાબત (૨) સિમાઅ (રાગ) ની બાબત. ૧. વ્હેદતુલ વુજુદ એટલે ખુદા દરેક ઠેકાણે મોજુદ છે અને દરેક ચીજ ખુદા છે એ માન્યતાને 'હમા ઓસ્ત' કહે છે. બીજાઓ એમ કહે છે કે 'હમા અઝ ઓસ્ત' એટલે બધી ચીજ તેમાંથી પેદા થઈ છે.

કેટલાક સિલસિલાના સૂફીઓ રાગ સાંભળવાનું લાઝમ ગણતા નથી પણ ચીસ્તી સિલસિલાવાળાઓ તો રાગ સાંભળવાનું લાઝમ ગણતા નથી પણ ચીશતી સિલસિલાવાળાઓ તો રાગ સાંભળવાનું લાઝમ અને જરૂરી સમજે છે. આ ઈખતીલાફ છે છતાં જે લોકો એ લાઝમ ગણતા નથી તે લોકો પણ એમ કહેતા નથી કે તમારે રાગ નહી સાંભળવો. કેટલાક કહે છે કે 'ખુદાવાળા લોકોને ગાયન સાંભળવું લાઝમ છે. બીજાઓને નથી' આવી રીતે આ મતફેરી છે છતાં પણ તેમાંબી કોઈ રીતે અદબનો ભંગ થતો નથી. દૂરવેશોની તાલીમમાં જે મતફેર છે તેનું કારણ એ છે કે મુરશદો તાલિબ–અભ્યાસીઓની તબીયત જોઈને તેમને સારૂં ઈલાજો સુચવે છે.

ચિશ્તી ખાનદાનીની ઝિકર (જાપ) અશગાલ (સાધના)

તવજ્જોહ*= તવજ્જોહની તાલીમ ઘણું ખરૂં નર્કસબંદીયા સિલસિલામાં અપાય છે, એવો લોકોમાં ખ્યાલ છે પણ એ ચિસ્તી ખાનદાનમાં પણ અપાય છે. તેની ઘણી રૂઢીઓ છે જેમાંની એક નીચે મુજબ છેઃ–

મુરશીદ (ગુરૂ) અને મુરીદ (ચેલો સામસામે ઘુંટણ ઉપર બેસે અને ગુરૂ ચેલા તરફ રૂખ–મોઢું કરી, પોતાના દિલમાંથી બીજા તમામ ખ્યાલો કાઢી નાખી એકસો વખત "અલ્લાહ" નું નામ ચેલાના દિલ પર શ્વાસથી નાખે અને ખુદાની નામની ઝર્બ–ચોટ ચેલાના દિલ પર સો વખત રૂહાની તાકાતથી નાંખે અને તેમ કરતી વખતે એટલો ખ્યાલ કરે કે આ ખુદાના નામની કેફીયત–ખુમારી અને આકર્ષણ શકિત–જઝબની અસર મારા દિલમાંથી નીકળી ચેલાના દીલમાં જાય છે. આવી રીતે બે ચાર વાર કરવાથી મુરીદના દિલમાં "ઝિકર" ની ગરમી પેદા થઈ જાય છે. અને પછી તે ચેલાઓ પોતે પછીથી દરેક તરેહની ઝિકર અને શગલ સારૂ પોતાનામાં કાબેલીયત પેદા કરી લે છે. કેટલાક બુઝુર્ગો ઝિકર અને શગલની તાલીમ આપવા પહેલાં તવજ્જોહ એટલા જ માટે જરૂરની સમજે છે કે તેમ કરવાથી મુરીદનું કલ્બ દિલ ઝિકર અને શગલ સારૂ તૈયાર થાય છે.

ઝિક્રે જેહર= ચિસ્તી ખાનદાનમાં ઘણી જાતની ઝિકર છે. ઝિક્રે જેહર એટલે મોઢેથી જીકર કરવી. આ ઘણું કરી તહજ્જુદની વખતે (પાછલી રાતે) કરવામાં આવે છે. કારણ કે આ ઝિકર કાંઈ લોકોને દેખાડવા કે સંભળાવવા કરવામાં આવતી નથી. તહજ્જુદ કરતી વખતે પણ સાવચેતી રાખવામાં આવે છે કે પડોશમાં સૂતેલાં લોક જાગે નહિ કે કોઈની ઊંઘમાં ખલલ થાય નહીં. તહજ્જુદની વખતે પહેલાં બાર રકાત, બે બે રકાતની નૈયતથી નવાફીલે તહજ્જુદ (નમાઝ) પઢે અને હરેક રકાતમે સુરએ ફાતેહા પછી ત્રણ ત્રણ વખત સુરએ ઈખલાસ (કુલ હોવલ્લાહ) પઢે અને નમાઝથી ફારેગ થયા પછી નીચેની દુઆ પઢે :

અલ્લા હુમ્મા તહિહર કલ્બી અન ગૈરકો, વ નવ્વિર કલ્બી બે નૂરે માઅરેફતેકા અબદન યા અલ્લાહો યા અલ્લાહો યા અલ્લાહો.

*આત્મિક શકતીની અસર બીજાના મન પર પાડવી તેને "તવજ્જોહ" કહે છે.

યા અલ્લાહ, મારા દીલને ગેંર (બીજી) ચીજોથી પાક કર અને હંમેશાં તારી પીછાનના નુરથી તેને રોશન કર. એક કીધા પછી "તોબાહ" અને ઈસ્તીગફાર પઢે.

અસ્તગ ફેરૂલ્લા હલ–લઝી, લાએલાહા ઈલ્લા હોવલહૈયુસ કય્યુમ, વ અતૂબો એલયહ.

અર્થ :– ખુદાથી બખસેસ ચાહું છું. તે ખુદા એ જ છે જે જીવતો છે અને બધાને સંભાળનારો છે, તોબાહ કરી તેની તરફ આવું છું. તેની પછી ત્રણ વખત આ દરૂદ શરીફ પઢે. અસ્સલાતો અલૈકા યા રસુલલ્લા હે વસ્સલામો અલૈકા યા હબીબલ્લા હે, અસ્સલા તો વસ્સલામો અલૈકા યા નબીયલ્લાહ.

અર્થ :– ઓ ખુદાના રસુલ આપ ઉપર દરૂદ હોજો, ઓ અલ્લાહના પ્યારા આપ ઉપર દરૂદ હોજો આપ અય અલ્લાહના પેગંબર.

પછી પલાંઠી મારી બેસી જવું અને ડાબા પગના અંગુઠાને તેની જોડેની આંગલીથી જમણા પગના ઘુંટણની નીચેના ખાંચામાં જોરથી દબાવે. (અહીં એક રગ–નસ છે તેને રગે કીમાસ કહે છે અને રગે કીમાસનું દિલની સાથે જોડાણ છે. તે દાબવાથી દિલમાં ગરમી પેદા થાય છે) બેસવામાં કમ્મરને સીધી રાખવી, મ્હોરૂખ કીબ્લા–પશ્ચિમ દિશા તરફ કરવું અને બંને હાથ ઘુંટણ પર રાખવા. અને આઉઝોબિલ્લાહ ને બિસમિલ્લાહ પઢી ત્રણ વખત કલમો "લાએલાહા ઈલ–લ્લાહ મોહમદુર રસુલ્લાહ" પઢયા પછી એક વખત કલમએ શહાદત પઢવો પછી પેશાની ઘુંટણની નજીક આવે ત્યાં સુધી માથું ઝુકાવવું અને ત્યાંથી મોટે અવાજે "લાએલાહા" શરૂ કરી ડાબા ઘુંટણ ઉપરથી માથું ફેરવતાં જમણી તરફ લાવવું અને શ્વાસને ત્રણ ઝર્બ થાય તેટલો વખત રોકવો. પછી માથાને પીઠ તરફ સ્હેજ ફેરવી એવો ખ્યાલ કરવો કે ખુદા સિવાયના તમામ ખતરાત અથવા વ્હેમોને પીઠની તરફ નાખી દીધા. પછી જમણી તરફ માથું ફેરવી છાતી તરફ જયાં દિલ છે ત્યાં ઝૂકાવી 'ઈલ્લાહ'ની ઝર્બ કરે. અને એ ખ્યાલ કરે કે મેં "ઈસ્કે ઈલાહી" (ખુદાના પ્યારને) દીલમાં ભરી દીધો.

"લાએલાહા" ને "નફી" (ખાલી) કહે છે અને "ઈલ્લલાહ" ને "અસબાત" (ભરેલો) કહે છે. તેથી આ ઝિકરને નફીને અસબાત અસબાત કહે છે. નફીની વખત આંખો ખુલ્લી રહેવી જોઈએ અને અસબાતની વખત બંધ કરવી જોઈએ.

આવી રીતે આ ઝિકર બસો વખત કરવી જોઈએ. આ ઝિકરને ચાર ઝર્બી ઝિકર કહે છે. એ કીધા પછી આગળ લખ્યું તેમ ત્રણ વાર કલમએ તૈયબ અને એકવાર કલમએ શહાદત પઢવો જોઈએ. આ ઝિકરમાં જરૂરની હિદાયત એ છે કે એ ઝિકર શરૂ કરનાર અભ્યાસી "નફીની" "લા" બોલાતી વખતે "મઆબૂદ" = નો ખ્યાલ તસવ્વુર કરે એટલે કે "લાએલાહ" જબાનથી નીકળે ત્યારે ખ્યાલ કરે કે ખુદા સિવાય કોઈ માઆબુદ નથી; અને થોડો વખત અભ્યાસ કર્યા પછી ખુદા "લા–મતલૂબ"x અને "લા–મકસૂદ"% છે એમ તસવ્વુર કરે અને જેની તાલીમ પુરી થવા આવી હોય તે "લા–મોજુદ"[૧]નો તસવ્વુર કરે.

= મઆબૂદ એટલે પુજવા લાયક ખુદા.
x કોઈપણ જાતની મતલબ નહીં રાખનાર.
% કોઈપણ જાતનો સ્વાર્થ નહીં ધરાવનાર.
૧ કોઈપણ અમુક ઠેકાણે મોજુદ નહીં હોય તેવો.

## ઝિકરે અસબાતે મુજર્રિદ

નફી અને અસબાત એટલે લા "એલાહા ઈલલલ્લાહ" ની ઝિકર બાદ બન્ને ઘુંટણ ઉપર બેસી જાય, અને અસબાતે મુજર્રિદની ઝિકર કરે. તે ઝિકર "ઈલલલ્લાહ" ને કહે છે. એ ઝિકરની વખતે કમ્મર સીધી રાખે અને માથાને ડાબા ખભા તરફ ફેરવી ત્યાંથી જમણી છાતી તરફ ઈલલલ્લાહની ઝર્બ લગાવે, અને એ તસવ્વુર કરે કે ખુદા સિવાય કોઈ ચીજ દુનીયામાં નથી. અને મારા સિવાય તેની સાથે કોઈ બીજું નથી. આ લાગલગાટ ચારસો વાર કરવી જોઈએ. એને એક ઝર્બી કહે છે.

ઝિક્રે ઈસ્મે ઝાત– આની રૂઢી એવી છે કે બે ઘુંટણ ઉપર બેસી મોંઢાને ડાબા ખભા તરફ લાવી, આંખો બંધ કરી 'અલ્લાહ' 'અલ્લાહ' બોલે પહેલા અલ્લાહના "હ" નો "હો" ઉચ્ચાર કરે પછીના અલ્લાહના "હ' નો ઉચ્ચાર નહિ કરે એટલે તેને સાકિન પઢે. પહેલો 'અલ્લાહ' બોલતી વખતે ઝર્બ, ડાબી છાતીની નીચે "લતીફેએ રૂહ" (ચક્ર) છે તેની ઉપર લગાવે, અને બીજો અલ્લાહ બોલતી વખતે જમણી છાતીની નીચેના ભાગ ઝર્બ લગાવે.

આ ઝિકર સો વાર કરે અને આ ઝિકર કરતી વખતે ખુદાના નામ અને સિફ્રાતનો ખ્યાલ કરે જેમ કે ખુદા સમીઅ (સાંભળનાર) છે, બસીર (જોનાર) છે, આલીમ (બધું જાણનાર) છે.

આમાં હિદાયત આટલી કરવાની છે કે જ્યારે પહેલી નવ વખત "અલ્લાહ અલ્લાહ" કહી રહે કે પછી એકવાર 'અલ્લાઉ હાઝરી' એમ બોલે. બીજી વખત નવ વાર બોલ્યા પછી 'અલ્લાહ નાઝરી' એમ કહે, અને ત્રીજી વખતે નવ વાર પુરા થાય કે દસ વીસ વખત 'અલ્લાહ મઈ' એમ કહે.

આ ઝિક તહજ્જુદની (બામદાદની) વખતે બાર તસબીહનો કરવામાં આવે છે. જો કોઈ તહજ્જુદ વખતે નહિ પઢી શકે તો ફુરસદ અને આસાનીની વખતે કરી શકે છે. ઝિકર કરી રહ્યા પછી પોતાના સિલસિલાના બુઝૂર્ગોની ફાતેહા પઢવા જોઈએ.

### ઝિક્રે પાસે અનફ્રાસ

આની ઘણી રૂઢીઓ છે જેમાંથી સહેલી અને બધાને સમજ પડે એવી આ બે છે–

### નફી લ અસબાતકા પાસ અનફાસ

એ આવી તરેહ છે કે જ્યારે શ્વાસ અંદર લેવો ત્યારે "લાએલાહા' કહેવું અને જ્યારે શ્વાસ–દમ બહાર કાઢો ત્યારે 'ઈલલલ્લાહ' કહેવું એવી તરેહ તે પાસે બેસવાવાળો જાણે પણ નહીં.

ઈસ્મે ઝાતકા પાસ અનફાસ

આની રૂઢી એ છે કે ઝબાન તાળવાથી લગાડે અને મોઢું બંધ કરે અને જ્યારે શ્વાસ–દમ અંદર લે તો 'અલ્લાહ' કરીને બોલે અને જ્યાં સુધી તમામ પેટ અને છાતી ભરાય ત્યાં સુધી શ્વાસને રોકે અને એવો તસવ્વુર કરે કે ખુદા તમામ મારા અંદર બાતીનમાં છે પછી શ્વાસને નાકને રસ્તેથી બહાર કાઢી શ્વાસ બહાર કાઢતી વખતે "હુ" કરી કહે.

## ઈસ્મે ઝાતની ઝિકરની જુદી જુદી રૂઢી

ઈસ્મે ઝાતની ઝિક, એકઝર્બી, બે ઝર્બી, ત્રણ ઝર્બી અને ચાર ઝર્બી છે.

એક ઝર્બી :– મોટે અવાજે પુરા જોરથી 'અલ્લાહ' બોલ શબ્દની ચોટ દિલ પર લગાડે.

બે ઝર્બી :– એક ઝર્બ રૂહ પર અને બીજી દિલ પર.

ત્રણ ઝર્બી :– પહેલી ડાબી ઘુંટણ પર, બીજી જમણા ઘુંટણ પર, ત્રીજી દિલ પર.

ચાર ઝર્બી :– પહેલી ઘુંટણ પર, બીજી જમણા ઘુંટણ પર, ત્રીજી રૂહ ઉપર, ચોથી દિલ.

આ ઝિક્રમાં આંખ બંધ રહેવી જોઈએ.

હબ્સે દમ* (દમને રોકવું તે)

આ કાર્ય તમામ સૂફીઓમાં જરૂરનું ગણ્યું છે. ખાસ કરી ચીસ્તી અને કાદરીયા તરીકાવાળા આનાથી ઘણો ફાયદો થાય છે. એમ માને છે. નકશ બંદીવાળા આની ઘણી જરૂરીઆત જોતા નથી છતાં એટલું કહે છે કે આનાથી ફાયદો થાય છે.

કમઝોર છાતીવાળા અને જેના શરીરમાં પૂરી તાકાત નહી હોય તેવા માણસે હબ્સે દમ ઝિકે જાહેર કદી કરવો નહીં. તેમણે "ઝકે ખફી" (બાતીનની ઝીકર) પર સંતોષ પકડવો, નહી તો શરીરમાં તરેહ તરેહનું દર્દ આમાંથી પેદા થાય છે.

શગ્લે નસીરા :– અજમેર શરીફવાળા મહાન ખ્વાજા હઝરત મોઈનુદ્દીન ચીસ્તી સાહેબનો આ ખાસ શગલ = છે એનાથી કલબના ખતરાતો–વહેમો દૂર થાય છે. સવાર અને સાંજ કીબ્લા તરફ રૂખ કરી બેઉં ઘૂંટણ પર બેસી દિલને એક ઠેકાણે રાખી બંને આંખોની નજર નાકની અણી પર જમાવવી અને આંખનો પલકારો મારવો નહિ અને એમ નજર જમાવતી વખતે એક ઘણું જ સરસ નુર ત્યાં ચળકે છે. એવુ તસવ્વુર કરવું. શરૂઆતમાં આંખોમાંથી પાણી જશે અને દર્દ થશે. પછી આસ્તે આસ્તે આદત પડી જશે.

શગ્લે મહમુદા :– આમાં નજરને નાકની ઉપરના ભાગમાં પેશાનીની નીચે. બંને ભ્રકુટી–ભર્વાની વચ્ચે જમાવવી. એ જરા મુશ્કેલ છે પણ એનાથી ફાયદો ઘણો થાય છે. હિંદુ ફકીરો પણ આ સાધન કરે છે અને એને ત્રિકુટી કહે છે.

સુલતાનુલ અઝકાર :– આના તરીકા ઘણા છે પણ એક આસાન તરીકો એ છે કે આંખ, કાન, નાક અને મોઢું હાથની આંગળીઓથી બંધ કરવું અને દમ–શ્વાસને–નાભી–ડુંટીની નીચેથી ખેંચવો અને ભેજાં સુધી લઈ જવો, અને ત્યાં તાકાત મુજબ રોકી રાખવો. જ્યારે નાભીની નીચેથી દમ ઉપર ખેંચવાનો શરૂ કરે કે "અલ્લાહ" શ્વાસમાં કહેવું અને જ્યારે ભેજાંમાં શ્વાસને રોકી રાખે ત્યારે "હુ" કરી કરવું અને "હું" કહેતી વખતે દીલની આંખને લતીફએ અખફી (ભેજામાં એક નાનું છીદ્ર છે તે) ઉપર લગાડી રાખવી. જો દમ છોડવો હોય તો નાક વાટે છોડવો. બે વખત એમ કરવું. શરૂઆતમાં બેચાર વાર એમ કરવું રફતે રફતે વધારવું.

---

* *પ્રાણાયામ.* = *ક્રિયા*

શગ્લે સૌતે સરમદી* આ સુલતાનુલ ઈઝકારની એક કીસમ છે, એનો તરીકો એ છે કે આંખ, કાન, નાક, મોઢું બંધ કરી તસવ્વુર કરવો કે ઊંચી જગા ઉપરથી પાણી પડવાનો અવાજ આવે છે. અથવા મધમાખો ગણગણે છે. એ તસવ્વુરમાં ઈસ્મે જાતનો શગ્લ (સાધના) કલબ અને લતીફએ અખફી પર જારી રાખવું. આસ્તે આસ્તે આ અવાજ અસલી અવાજ થઈ જશે અને ગેબનો અવાજ સંભળાવા લાગશે. જેની તલબ દરેક માણસને થાય છે અને જે હઝરત મુસા (અ૦) એ તુરના પહાડ ઉપર સાંભળ્યો હતો તે આજ અવાજ છે.

શગ્લે મૈયત :– આ પણ સુલતાનુલ ઈઝકારની એક કીસમ છે આમાં અભ્યાસી સૂઈ જઈ પોતાના બંને પગના અંગુઠા સાથે બાંધી અને એક બાજુ પડી રહી નાભી–ડુટીની નીચેથી દમને 'અલ્લાહ' બોલતા ઉપર ખેંચી ઉમ્મુદ દિમાધ (બ્રહમરૂંધ્ર) માં રોકી સૌતે સરમદીનો તસવ્વુર કરે અને જ્યારે શ્વાસ છોડવાનો હોય ત્યારે 'હું' કહી નાકવાટે દમ બહાર કાઢે.

ચેતવણી

ઉપર રહેલી ઝિકરો અને અશંગાલ દેખાડાય છે છતાં યાદ રાખવાનું છે કે દિલ, કલવ તથા પોતાની તાકાત વગેરેનો વિચાર કરીને આ અભ્યાસ કરવાનો છે. હરેક દુનીયાદાર પોતાનું કામ છોડી રાત દિવસ આ ઝિકરો કરવાજ બેસી જાય એમ થવું નહી જોઈએ. માણસે માથે મુરશીદ કરીને એ ઝિક્ર કરવાનો અમુક વખત મુકર્રર કરવો જોઈએ. મુરશીદના કહેવા પ્રમાણે શબ્દો બરાબર સમજી પછી અભ્યાસ શરૂ કરવો તેમાં ભૂલ થવાથી ઈન્સાન કેટલીક વાર દિવાનો થઈ જાય છે. જ્યારે મગજ નબળું હોય તો તે હબ્સે દમ (પ્રાણાયમ) કરવું નહીં. મુરશીદ અથવા ગુરૂ કરી તેને પૂછી પોતાની તબીયત અને શરીરને અનુસરતી હોય તેજ ઝિકર શગલ કરવાથી કોઈ જાતનો જોખમ રહેતો નથી.

મુરાકીબા (Meditation ધ્યાન)

અરબીમાં "રકબા" ગરદનને કહે છે. "મુરાકિબા" ગરદન ઝૂકાવીને કરવી પડે છે જેથી આ ક્રિયાનું નામ મુરાકિબા પડયું છે એ તસવ્વુરનું જોર વધારવા અને કોઈ ખાસ ચીજની તાસીર હાસલ કરવા આ કરવામાં આવે છે.

આપણી નફસો (ઈન્દ્રિયો) ના તથા શૈતાનના ખતરાઓથી બચવા તથા કલબને આપણી મુઆશુકની માફક બીજા ખ્યાલથી બચાવવા પણ આ શુગલ કરવામાં આવે છે તેથી પણ મુરકીબા કહેવાય છે.

બેઉ ઘુંટણ પર બેસી, ગરદન ઝુકાવી, આંખ બંધ કરી તસવ્વુર કરવો જરૂરનો છે. એ ઘણી તરેહ કરવામાં આવે છે. પણ એક મુરાકેબાની કેફીયત નીચે આપવામાં આવે છે.

મુરાકીબે ઈસ્મે ઝાત

આપણું દિલ જે ખરાબ અને પરાગંદા થાય છે તે નફસની ખરાબીથી થાય છે. તે હંમેશા દિલ–કલબને બગાડવાનીજ કોશીષમાં રહે છે. બીજું કારણ એ છે જે દુનિયાદારીના સંબંધોને લીધે દિલ પરેશાન રહે છે. એટલા માટે ઈસ્મે ઝાતનો મુરાકીબા કરવો જોઈએ કે કલબ શાંત થાય.

વઝુ કરી બંને ઘુંટણ ઉપર કીબ્લા તરફનું મોઢુ કરી બેસવું. પછી 'આઉઝો બિલ્લાહ' અને બિસમિલ્લાહ' પઢી ગરદન ઝૂકાવી ઈસ્મે ઝાતનો તસવ્વુ કરવો. આનાથી નફસની હરકતો જતી રહેશે અને દુનીયાદારીની જંજાળ

* *યોગશાસ્ત્રમાં આ નાદની ક્રિયા કહેવાય છે. સૌત–અવાજ, નાદ.*

ઘણી હોય તો ખુદાની સિફાતના નામો જેવાં કે યા સમીઅ (સાંભળનારા) યા બશીર (જોનારા) યા અલીમ (સર્વે વાતોને જાણનાર) એ નામનો તસવ્વુર કરે, અને જો દુનીયાદારીની જંજાલોથી ખતરા વહેમ પેદા થાય તો મુરશીદનો તસવ્વુર કરે.

પહેલા મુરાકિબામાં તકલીફ માલમ પડે છે. પણ આસ્તે આસ્તે આદત થઇ જાય છે અને તસવ્વુરના જોરથી અભ્યાસી ઘણી રૂહાનયત (આત્મિક શકિત) મેળવે છે.

દીદારે ઈલાહીનો મુરાકિબા.

ઉપલી જ રીતે આ કીસમમાં આ આયત "અલમ યાલમબે અન્નલ લાહા યરા" નો તસવ્વુર કરવાનો છે. આયતનો અર્થ એ છે જે "શું તું જાણતો નથી કે ખુદા જુએ છે ?' પછી એ ખ્યાલ કરવો કે અલ્લાહ જોઇ રહ્યો છે પછી જેમ કુવ્વત વધે તેમ ખ્યાલ કરવો કે હું અલ્લાહને જોઇ રહ્યો છું.

ખુદાની સાથે એક જગ્યાએ હોવાનો મુરાકિબા

આ મુરાકિબામાં આ આયતનો તસવ્વુર કરવો. "વહોવા માઅકુમ અનેનમાં કુન્તુમ. (ખુદા તમારી સાથે છે તમે કોઇપણ જગ્યાએ હો) આમાં આપણી સાથે છે એ ખ્યાલ એટલો બધો વધી જાય છે કે ખુદા આપણી સાથે નજર આવવા લાગે છે.*

દાવતનું કામ–હિંદુ મુસ્લિમ એકતા

ગેર કોમના લોકને ખુદાની રાહ ઉપર લાવવાના માટે પણ રસ્તા છે. અને એ રસ્તા કુરાન શરીફમાં જણાવેલા છે. તેમાં ફરમાવ્યું છે કે –

૧. "મુશરિકો તરફ ખ્યાલ ન કરો. જો ખુદા ચાહતે તો તેઓ શિરક કરતે નહિ. અને અમે તમને ઉપર દેખરેખ રાખનારા બનાવ્યા નથી કે તેમને તેમની ઉપર કાંઇ અખત્યાર આપ્યો નથી. તેઓ ખુદા સિવાય બીજા બુતોની પુજા કરે છે તે બુતોનું તમે ભૂંડુ બોલો નહિ કારણકે જો તમે તેમ કરશો તો તેઓ વગર સમજે દુશ્મનીથી આગળ વધીને તમારા ખુદાનું ભૂંડું બોલશે. (કુરાને શરીફ સૂરએ–અન આમ આયત ૧૦૭, ૧૦૮)

૨. "મુશરિકો (ગેર કોમવાળાઓ) માંથી જો કોઇ પણ તમારો આસરો માંગે તો તેને આપો કે જેથી તે ખુદાના કલામ સાંભળે, તે પછી તેને પોતાની સહીસલામત જગ્યાએ પહોંચાડી દો. (સૂરએ તોબા, આયાત ૬).

૩. દરેક કોમની અમે ધર્મક્રિયાઓ મુકરર કરી છે તે પ્રમાણે તેઓ ચાલે છે. તેમને એ વિષે તમારી સાથે કાંઇ ઝઘડો નથી. તેમ તમારે ખુદાની તેમને દાવત આપો. (સૂરએ હજ, આયત ૬૭)

૪. 'તમે લોકને હિકમત (જ્ઞાન), ઉંડી સમજ, અને નેક નસીહતની દાવત આપો, તમે તેમની સાથે દલીલ કરો. પણ તે દલીલ સારા રસ્તાવાળી હોવી જોઇએ, (સૂરએ નહલ, આયત ૧૨૪.)

૫. ધર્મમાં કાંઇ દબાણ નથી (સુરએ બકર, આયત ૨૫૫)

---

* *આ ઝિકરો અને અશગાલની તઆલીમ માંગરોલની ગાદીવાળા પીરસાહેબ તરફથી પેઢી દરપેઢી અપાય છે. "ચિશ્તી તાલીમ" ની હકીકત ચીસ્તી ગાદીઓની હકીકતની કિતાબમાંથી આપવામાં આવી છે.*

૬. 'જો' તુ (પયગમ્બર સલ્મઅ) ખરાબ સ્વભાવનો અને સખ્ત વિચારનો હોત તો તેઓ તારી આસપાસથી વિખરાઈ ગયા હોત. તેમને માફ કર અને તેમને માટે માફી માંગ અને કામમાં તેમનો અભિપ્રાય પૂછે છે.' (સૂરએ ઈમરાન આયત ૧૫૯)

૭. 'અમે' તને (પેયગમ્બર સ૦) સર્વ કોમ અને સર્વ લોકો માટે પયગમ્બર તરીકે મોકલ્યો છે. તને ખુશ ખબર આપનાર તથા ચેતવણી આપનાર તરીકે મોકલ્યો છે. પણ ઘણાં માણસો જાણતા નથી." (સૂરતુસ–સબા, આયત ૨૭–૨૯)

૮. "અને અમે તને હે મોહમ્મદ, ખાસ સર્વ આલમ (જગત) માટે એક રહેમત (આશીર્વાદ) તરીકે મોકલ્યો છે." (સૂરતુક–અંબીયા, આયત ૧૦૬)

૯. "ખુદા તેજ છે કે જેણે પોતાના પેગમ્બરને રસ્તો દેખાડનાર અને સાચા ધર્મ સહિત મોકલ્યો છે. એટલા માટે કે તે તે ધર્મને બીજા ધર્મથી ચઢિયાતો બનાવે."

(સૂરતુસ સફા–આયત ૮–૯–૧૦)

૧૦. "હે લોક, અમે તમને એક મર્દ અને એક ઓરતમાંથી પેદા કર્યા છે અને અમે તમને જુદી જુદી કોમ અને જુદા જુદા ખાનદાનના બનાવ્યા છે કે તમે એક બીજાને ઓળખી શકો."

(સૂરતુલ–હોજોરાત, આયત ૧૩)

૧૧. "અને તમારામાંથી કેટલાક લોક એવા હોવા જોઈએ કે જે ભલાઈ તરફ માણસોને બોલાવે અને નેક વાતો કરવા સમજણ પાડે અને બૂરી વાતો કરવાની મના કરે આવા લોકો જ નેક બદલો મેળવનાર છે."

(સૂરતુલ આંલે–ઈમરાન, આયાત ૧૦૪)

૧૨. 'અગર' ગેર ઈસ્લામી કોમો સુલેહ શાંતિનો ખ્યાલ રાખે અને હાથ લંબાવે તો તમે પણ તેમની તરફ હાથ લંબાવો અને ખુદા ઉપર ભરોસો રાખો. જો એ સુલેહ શાંતિથી તમને તેઓ ધોકો દેવા ઈરાદો રાખે તો તેનો ખ્યાલ ન કરો. ખૂદા તમારે માંટે બસ છે.'

(સુરએ અન્–ફઆલ)

ઉપલી આયતો જોતાં માલમ પડે છે કે ખુદાએ હઝરત પેગંબર સલ્અમને ઉપર પ્રમાણે અમલ કરવાની સલાહ આપી હતી, એટલે હઝરત સલ્અમ પોતાની પાસે આવનારાઓને તેમની અકકલ અને સમજણને અનુસરતી તાલીમ આપી સીધા રસ્તા પર લાવતા હતા. મશાયખો દાવતનું કામ એજ ધોરણ ઉપર કરતા આવ્યા છે. દાવતના કામથી જુદી જુદી કોમોની એકતા જેટલી મજુબત થાય છે તેટલી બીજા રાજદ્વારી સંજોગો કે કામથી થતી નથી. નુરે રોશનના કર્તા શાહ કાયમુદદીન પીર સાહેબના મુરીદોમાં હીંદુ પાટીદારો* , મુસલમાન વ્હોરાઓ, ખારવાઓ અને હીંદુ સાધુઓ હતા. તેમાંના કેટલાકોને બહુ મહાપદે એમણે પુગાડયા હતા. જેવી તરેહ ઉપર કુરાન શરીફમાં ફરમાવ્યું છે તેવી જ તરેહ તેઓ વર્તતા હતા. તેઓ પોતે લખી ગયા છે કે :–

મારે મન તો સવળું ભાસે, લોક અવળું વિચારે,<br>
આપે હીંદુ, આપે મુસલમાન, દુઇ કોનામેં પાડે.



* *આ કિતાબ ઘણે ભાગે ગેર કોમના લોકોને તસવ્વુફ શીખવાડવાના હેતુથી જ તેમની સમજમાં આવે તેમ પીર સાહેબે લખેલી છે.*

લોકોનું જો કીધું કરૂં, તો મારૂં કારજ બગાડે,
હીંદુ મુસલમાન બે અળગા નીરખે, સાહેબથી વિધ્ન પાડે.

શાહ કાયમુદીન પીર દાવતનું કામ કરતા હતા તેનાથી વધુ સરસ રસ્તો હિંદુ મુસ્લીમ એકતાનો કોઈ પણ કાઢી શકે એમ નથી એઓ કહી ગયા છે.

"કયા હીંદુ કયા મુસલમાન સબ પેદાયશ નુર સુબહાન,
મોહમ્મદ કે નુરસે સબ ખલક હુઈ જાન, કયા હીંદુ ઓર કયા મુસલમાન."

યોગ શાસ્ત્રમાં ચક્રો અને નાદનું વર્ણન આવે છે.

### તેનો ટુંક ખુલાસો

## નાડીચક્ર

યોગના પુસ્તકોમાં લખ્યું છે કે દરેક માણસના શરીરની લંબાઈ ભરતાં પોતાના ૯૬ આગળ થાય છે. પોતાના શરીરને ટટાર ખેંચીને દોરીથી માપ લઈએ તો તે દોરીનો છન્નુમો ભાગ જે થાય તે માપને પોતાનું એક એક આંગળ સમજવું. તેમાંથી ૪૮ આંગળ ઉપરનું શરીર કહેવાય છે, અને ૪૮ આંગળ શરીર નીચેનું કહેવાય છે. તે બન્નેની મધ્યમાં મૂલાધાર ચક્ર છે. ગુદા, વાયુનો અંત છે ત્યાંથી બે આંગળ ઉંચે અને લિંગથી બે આંગળ નીચે એક આંગળ માત્રના પ્રદેશને દેહ મધ્યમાં કહ્યો છે. એ મૂલાધાર ચક્ર ત્રિકોણાકારે (સમોસા જેવો) છે. તપાવેલા સુવર્ણ જેવો તેનો પ્રકાશ છે.*

તે મૂલાધાર ચક્રથી નવ આંગળ ઉંચે કંદસ્થાન છે, એનો વિસ્તાર ચાર આંગળનો છે તેનો આકાર કુકડીના ઈંડા જેવો છે. આ કંદસ્થાનની મધ્યમાં નાભિ–દુટીનું સ્થાન છે.

એ કંદની યોનિમાં ૭૨૦૦૦/– નાડીઓ ઉત્પન્ન થઈ છે. આ નાડીઓમાં ચૌદ મુખ્ય ગણી છે.

એ ચૌદ નાડીમાં સુષુમણા, પિંગળા તથા ઈડા એ ત્રણ ઘણું જ કામ કરી રહી છે તેથી મુખ્ય છે. એ ત્રણમાં પણ સુષુમણા સર્વોત્તમ છે. તેને શાસ્ત્રમાં બ્રહ્મનાડી કહે છે કારણ કે તે નાડી રૂપ એક જ રસ્તાથી બ્રહ્મની પ્રાપ્તિ કરી નુરમાં મળી શકે છે.

આ નાડીઓના સ્થાનોની વ્યવસ્થા આ પ્રમાણે છે. વાંસાની વચમાં અસ્થિમય વીણાદંડ (બરડાની કરોડ છે) તેની સાથે રહીને માથા સુધી રૂડી રીતે જે નાડી આવેલી છે તે પણ સુષુમણા અથવા બ્રહ્મનાડી છે. નાભિના મણિપૂર ચક્રની નીચેથી આ નાડીના મુખની શરૂઆત થાય છે. કંઠકુપ (ગળા) થી આગળ જતાં તેનાં બે ફાંટા થાય છે. એક ફાટો ઓડ (ગરદન) ના ભાગમાં થઈને સહસ્ત્ર દળમાં જાય છે અને બીજો ફાંટો ગળાની પાછળના ભાગમાં તથા તાળવાની નીચેના ભાગમાં થઈ, બે ભવાંની વચ્ચે જાય છે અને ત્યાંથી કપાળના ઉપલા ભાગમાં થઈને સહસ્ત્રદળમાં જાય છે. કેટલાક હઠયોગીઓ ઓડના ભાગમાં થઈને પણ સહસ્ત્રદળમાં = જાય છે. કેટલાક હઠયોગીઓ ઓડના ભાગમાં થઈને પણ સહસ્ત્રદળમાં જાય છે. તેમને માર્ગમાં ત્રિકુટિને બદલે ભમરગુહા X આવે

---

* *શ્રી સૂત સહિંતા, પાનું ૧૮૪*

= *દસમો ભમર ગુફા પણ કહે છે.*

X *એને ભમર ગુફા પણ કહે છે.*

છે. સુષુમણાથી (સુખમણાથી) ડાબી બાજુએ ઇડા (ઇંગલા) નામની નાડી છે, અને પિંગળા નામની નાડી જમણી બાજુએ છે. પિંગળા નાડી નાકની જમણા રંધ્ર નસ્કોરાના અંત સુધી આવી છે. ઇડા નાકના ડાબા રંધ સુધી રહી છે.*

સુષુમણા નાડીનું દ્વાર જેના વડે બંધ થયેલું છે તેને કુંડળીની કહે છે. આ કુંડળીની નાભિની નીચે ગુંચળાના અથવા સાપના આકારમાં છે. નાભિની સામે બરડાની કરોડમાં સુષુમણાનું મુખ છે તેમાં તે પોતાનું મુખ આડું રાખીને સુતેલી છે. માર્ગને આમ રોકી પોતાના પુછડા વડે સુષુમણાના માર્ગને સખત બંધનથી રોકી રાખ્યો છે. તેમ કર્યા પછી પોતાની બાકીની કાયા વડે આ કુન્ડળીની વાંસાના વીણા દંડ (કરોડ) સાથે સંબંધ કરતી ઉપર સુષમણાની સાથે સાથે માથા સુધી ચઢી છે, અને ત્યાં પોતાના પૂંછડાની અણી વડે બ્રહ્મ રૂદ્રને+ બંધ કરી રહી છે. X

આ કુંડળીનીને જગાડી સુષમણાં નાડીના તથા બ્રહમ રંધ્રના દ્વારોને ખુલ્લા કરાવી તેમાં પવનનો પ્રવેશ કરાવવો એ જ્ઞાનીનું કર્તવ્ય છે. મૂલાધાર સ્થાનમાંથી જે વખતે પવન ઊઠે છે તે વખતે તેનો વેગ આ સુષુમણા (સુખમણા) નાડી તરફ જાય છે પણ ત્યાં દ્વાર બંધ હોવાથી અથડાઇને ઇડા અને પિંગળા નાડીઓના મુખ ખુલ્લા હોવાથી તેમાં વહી જાય છે અને તે રસ્તે બહાર નીકળે છે. પિંગળા નાડીમાં જે પવન છે તે સૂર્ય કહેવાય છે અને ઇડા નાડીમાં છે તે ચંદ્ર છે. વળી પિંગળાને જમણા અને દક્ષિણ નાડી અને ઇડાને ગંગા અને ઉત્તર નાડી પણ કહે છે.

માણસના શરીરમાં નીચે મુજબ ચક્રો છે :–

| સ્થાન | અક્ષરો | ચક્રનું નામ |
|---|---|---|
| ગુદા સ્થાન | વં, શં, ષં, સં, ચાર અક્ષરો તથા ચાર દળાવાળું, અગ્નિના વર્ણવાળુ | આધાર ચક્ર |
| લિંગસ્થાનના મૂળમાં | બં, ભં, મં, યં, રં, લં, એ છ અક્ષરવાળું, છ દળવાળું, સૂર્ય સમાન વર્ણવાળું. | સ્વાધિષ્ટાન ચક્ર |
| નાભિસ્થાન | ડં, ઢં, ણં, તં, થં, દં, ધં, નં, પં, ફં, એ દસ અક્ષર વાળું, દસ દળવાળું, રાતા વર્ણનું. | મણિપુર ચક્ર |
| હૃદયસ્થાન | ખં, ગં, ઘં, ડં, ચં, છં, જં, ઝં, ટં, ઠં એ બાર સુવર્ણ સમાન વર્ણવાળુ. | અનાહત ચક્ર |
| કંઠ સ્થાન | અં, આં, ઈં, ઈં, ઉં, ઊં, રુ, રૂ, લં લ, અં, ઐં, ઓં, ઔં, અ, એ સોળ સ્વરવાળુ, સોળ દળવાળું, ચંદ્રમા જેવા વર્ણવાળું. | વિશુદ્ધ ચક્ર |
| ભ્રુના મધ્યસ્થાનમાં (ત્રીકુટીમાં) (દસમાદ્વારમાં) | હં, ક્ષં, એ બે અક્ષરવાળું, બે દળવાળું અને રાતા વર્ણાવાળું | આજ્ઞા ચક્ર |
| | નિરંતર સચ્ચિદાનંદ જ્યોતિર સ્વરૂપ–સહસ્ત્રદળ યુકત અને શુદ્ધ સ્ફટિક સમાન. | અજરામર ચક્ર (બ્રહ્મરંધ્રચક્ર)= |

★ ★ ★

* હઠયોગ પ્રદીપિકા પાનું ૨૫૬.

\+ માથાનું કાણું દશમો દુવાર.

X સૂતસંહિતા પાનું ૧૮૬

= હઠયોગ પ્રદીપિકા.

# નાદ

નાદનો અર્થ અવાજ થાય છે. યોગાભ્યાસીઓ જ્યારે મંત્ર (ઝિકર) નો જપ પુરો કરે છે ત્યારે તેમના કાને દસ પ્રકારના નાદ–અવાજ સંભળાય છે. તમરાં (કંસારી) જેવો, (ચિણી) ચકલાં જેવો, (ચિંચિણી) ઘંટ જેવો, શંખ જેવો, વીણા (બીન) જેવો, તાલ જેવો, તબલાં જેવો, ભેરી જેવો અને મેઘ જેવો નાદ સંભળાય છે. તમરાં જેવો નાદ સાંભળતા સર્વ અંગોમાં તમરાંના ફાટવાના જેવા શબ્દનો ભાસ થાય છે, બીજો નાદ સાંભળતાં શરીરનાં અંગ તુટતાં હોય તેમ થાય છે, ત્રીજો નાદ સાંભળતાં ચિત્તમાં બેચેની થાય છે, ચોથો નાદ સાંભળતાં શિર કંપે છે, પાંચમો નાદ સાંભળતાં તાળુ સ્ત્રવે છે, છઠ્ઠો નાદ સાંભળતાં અમૃતનું પાન થાય છે, સાતમો નાદ સાંભળતાં ગુહ્ય પદાર્થનું–છૂપી ચીજોનું જ્ઞાન થાય છે, આઠમો નાદ સાંભળતાં પરાવાણીની પ્રાપ્તિ થાય છે, નવમો નાદ સાંભળતાં નિર્મળ દિવ્ય દષ્ટિ તથા અંતર્ધાનની શકિત પેદા થાય છે, અને દસમો નાદ સાંભળતાં બ્રહ્મમાત્માની સંનિધિ થતા સાધક થતા સાધક બ્રહ્મરૂપ થાય છે. આવી રીતે થવાથી બ્રહ્મમાં મનનો વિલય થાય છે. સંકલ્પ વિકલ્પો (ખતરા) નો નાશ થાય છે અને સાધક પુરૂષ મોક્ષપદ વિસાલ) પામે છે.

એ નાદનો અભ્યાસ કરવા સારૂ માણસે પ્રથમ તો પોતાના હાથની બંને નાની આંગળીઓ વડે પોતાના કાનના બંને છિદ્રો કાણાંને સારી રીતે બંધ કરી શરીરમાંથી ઊઠતા અવાજ નાદનું શ્રવણ કરવું જોઈએ. જ્યાં સુધી ચિત્તસ્થિર (દિલ કાયમ) થાય ત્યાં સુધી તે નાદ સાંભળ્યા કરવો જોઈએ. આ પ્રમાણે કરવાથી દિલની બુરાઈઓ થોડા વખતની કોશીશથી મટી જાય છે સમુદ્રના જેવો, વરસાદની ગર્જના જેવો, મોટા નગારા જેવો ઝાંઝ જેવો, પખાજ જેવો, શંખ જેવો ઘંટ જેવો, ઘંટ જેવો, વાંસળી જેવો, વીણા જેવો ને ભ્રમર જેવો નાદ તથા બીજા કેટલાક પ્રકારના નાદો માણસના સાંભળવામાં આવે છે. સાધકે (તાલિબે) એક નાદમાંથી બીજા નાદમાં ને બીજા નાદમાંથી ત્રીજા નાદમાં, (કસીફ) સ્થુળમાંની (લતીફ) સૂક્ષ્મ નાદમાં સુક્ષ્મ નાદમાંથી સુક્ષ્મતર (લતીફતર), નાદમાં ત્યાંથી સુક્ષ્મમાં ને ત્યાંથી સ્થુળ નાદમાં પોતાના ચિત્તને પોતાની મરજીથી જોડવા કરવું. અંતર બહારની કાંઈ પણ ચિંતા ન કરવી. આખરે નાદના અધિષ્ટાનમાં મનને લીન કરવું. શ્રધ્ધા (યકીન) પ્રેમને (ઇસ્કને) વિવેક વડે સદાકાળ નાદનો અભ્યાસ કરવામાં આવે તો પાપ સંસ્કારો નાશ પામે છે, ને મન તથા પ્રાણ નિગુર્ણ ચૈતન્યમાં લીન થાય છે +



સંતોની વાણીમાં તથા યોગ શાસ્ત્રમાં જે બોલ વારે ઘડીયે આવે છે તેના અર્થ નીચે આપ્યા છે :–

અજંપા જાપ – શ્વાસથી ખુદા, યાદ કરવો, ઝિક્રે ખફી.

અગમ – જેની ગમ કોઈને નથી તે ઘર.

અગોચર – જેનું કોઈ ઠેકાણું નથી તે.

ઈશ્ક – ખૂદાનો પ્રેમ.

અલખ – કોઈના સમજ્યામાં નહી આવે તે વસ્તુ.

કુન્ડલીની – સુષુમણા નાડીને બંધ કરીને બેઠેલી મુળ પ્રકૃતિ મૂળા ધાર ચક્ર સુધી જનારી મેરૂદંડમાં (બરડાની કરોડમાં) રહેલી મુખ્ય નાડી પવનનો સુષુમણામાં પ્રવેશ થાય તેનું નામ યોગ છે.

ઈડા સુષુમણાની ડાબી બાજુએ નાડી છે તે.

---

+ *હઠયોગ પ્રદીપીકા*

પિંગળા સુષુમણાની જમણી બાજુએ નાડી છે તે.

બ્રહમરંધ્ર – મસ્તકમાં એક છિદ્ર છે. જ્યારે પવન ત્યાં પહોંચે છે ત્યારે સમાધિ થાય છે એને આકાશ, સહસ્ત્રદળ, દસમોદ્વાર પણ કહે છે.

- તરવેણી બે ભમરો વચ્ચેની જગા, ત્રિકુટી,

સુન–મહા અંધકાર.

મહાસુન–તેનેથી વધુ અંધકાર.

દસમોદ્વાર–તાળુ વચ્ચે માથાં તરફ એક છિદ્ર છે તે.

સમાધિ–આત્મા અને મનનું એક પણું ઉનમની, સુન, પરમપદ અદ્વેત, નિરંજન, જીવનમુકત એ સૌ સમાધિના અર્થ છે.

બ્રહ્મા–પેદા કરવાવાળી શકિત, ઈસ્મે ઝાત.

વિષ્ણુ–હાફેઝ બચાવવાવાળી શકિત.

શિવ–મારવાવાળી શકિત.

શકિત–કુવ્વત–કુદરત.

પરમાત્મા નફસે કુલ.

ઋષિય ઓલીયા

ઓમ (ૐ) – ઈસ્મે ઝાત. અઝલ અને અબદનું મુળ.

રજબ ગુણ–સિફતે આફરીનશ. (પેદા કરવાનો ગુણ) ઈનસાની. સત્વગુણ સિફતે કયામ (બકા) મલકુતી.

સિફતે ફના–હૈવાની.

જ્ઞાન–ઈલ્મ. ઈરફાન.

ધ્યાન–શુગ્રલ. તસવ્વુર, મુરાકિબા, ફીકર.

સાંઈ, સુરીજન, સાજન, સુબહાન, રહેમાન, પ્રીતમ, પિયુ, પિયા લાલન, કીરતાર, પ્યારા, લાલ, ઢોલન, ધણી, મીતા, નૌશાહ, હક, સાહેબ, કરીમ, નિરંજન, નિરાકાર, વાહેદ, શામ, અવિનાશી, રબ્બી, રબ, હકતઆલા ગોસાઈ એ બધા શબ્દો 'નુરે–રોશન' માં ખુદાને સારૂ વાપરેલા છે.





## તસ્ય નિસ્ચીંતનમ ધ્યાનમ

**ઓમ તેમનું સદા સમરણ હી ધ્યાન છે. અ.ઉ.મ ધ્વની છે ઓમ.**

### ભજન

તું તો આપે છે આતમરામ – ખબર વીના હાલે ખોળતો
મૃગ ભુલ્યો માયા મોહજાળ – હાલે ઝાંઝવાના નિર જીલતો. ૧. તું તો...

તેમાં છીપે નહી કોઈની તૃષ્ણા – એવી આપદા રૂપિ રાત છે.
તેમાં જાગસે કોઈક હરીજન – બીજી ભુલવણીની વાત છે. ૨. તું તો...

મોહ રૂપી મંદીર તારું – પાખંડ રૂપી પલંગ પોઢવા
અજ્ઞાન સ્ત્રીનો સંગ જ આડો – લોભ પછેડી ઓઢવા. ૩. તું તો...

જડયાં કબુધી કમાડ – ભુંગળ, ભ્રમણાની નથી ભાળતો,
તારાં વાલાં વીસેની વાત – તારા દીલમાંથી નથી ટાળતો. ૪. તું તો...

તારા ખેડમાં આવી ખોટ – ખેતર વાવણી ટાંણી વાવઠું,
તારો અવસર એળે જાય – મેઘ ગળે જેમ માવઠું. ૫. તું તો...

તારાં આદી મધ અને અંત – જોતા જાત જડી નહી જીવની.
મુળદાસ કહે કહ્યું માન – સમસ્યા સમજી લેને શીવની. ૬. તું તો...

*સતપંથી જાપ, આઈ. એમ. શીવ (અનલહક) ગજે. ગવ. બો. પ્રે.વો. ૪*
*પીરાણા ડી. અમદાવાદ – સીવોહંમ (સીવાજી ચાંદલેકર)*

***ૐ શાન્તી, શાન્તી શાન્તી..***
***અલમતી વીસ્તરેણ અલંમ ઈતી....***

# ॐ પીરાણાનો આદેસ ॐ

## પરમ પૂજ્ય દાદા પાંડુરંગ શાસ્ત્રીનો સંદેસ

આપણે દસ અવતાર માનીએ છીએ, સાથે કરોડો લોકોને જીવન દષ્ટિ આપનાર - ઈસા મસીહ અને નબી મહમદને અવતાર માનવા જોઇએ.

(સતપંથી યજ્ઞ વિધિ વારી પૂજા, દાદાનો ફોટો સંદેસ. પાંચમી આવૃતી, એસ. બી. ખાકી. પીરાણા અમદાવાદ) મંત્ર સબ્દ - યા રહમાણ - રહીમ - યા અલીહ યજૂર વેદના છે.

**અસુરનો ચાર વેદો તેમજ ઉપનિસદમાં ઉલ્લેખ છે. (યજૂ પરી. ૧ તથા ૨)**

અસુર રૃષિ અને દેવ સ્વીકૃત છે. તમ અહુર ગુરૂ પુરૂસ મહાન તમ (સ્વે. ઉપ. ૩-૧૯) વેદાહ મેતાં - દેવ અહમદ પુરૂસ મહાનતમ આદીત્ય વર્ણ તમસ પરસ્તાત, તમેવ વીદત્વાની મૃત્યુમેતી, ના અન્ય પંથા વિધતે અયનામ. યજૂ ૩૧-૧૮ અર્થ - બ્રહ્મજ્ઞાન દેવ અહમદ મહાન પુરૂષ્સ સુર્ય વર્ણ - તામસ આરબી રૂપ અવલ નબી અંતીમ તે દેવને જે જાણી લે છે તે મોક્ષ પામે છે. સીવાય કોઇ અન્ય માર્ગ નથી. અગ્ની રૂષી પાવક પંજેતન ઇદમ. ન. મમ. યજૂ. અગ્ની નબી ઇન્દ્ર-અલી રૂષી યામલ ભ્રાતા. દાદા શાસ્ત્રીજી પ્રમાણે રામથી માંડીને ઇસુ મહમદ સુધીના અવતારો વિષ્ણુના છે. (અમૃતાલય) સાચું મંદીર તેનેજ કહેવાય જ્યાં વેદીકોની મૂર્તી પૂજા અને મસ્જીદની શાન્તી અને ચર્ચની ભવ્યતા એક સાથે જોવા મળે તે સાચું મંદીર કહેવાય. પીરાણામાં જોવા મળે છે. (મૂર્તીપૂજા ભાવ વંદના દાદા પાંડુરંગ શાસ્ત્રી મુંબઇ. અસુર વેન પ્રજાપતી બ્રહ્મા - બ્રહ્મા નામ રસુલ - ગજામુદ્રા.

ગીતા પ્રમાણે અ. ૧૦ માં તેજો અંસ આવે છે. જે કાંઇ તેજ દેખાતું હોય તે મારો અંસ છે. ઇસુ અને મહમદમાં તેજ અંસ છે કરોડો લોકો માને છે માટે સ્વીકૃતી આપવી કર્તા અહમદી મન્યતે. ગીતા. યો મામેવ અસમૂઢો (અહમુદ) જાનાતી પુરસોત્તમ પ્રાહુર અવ્યયં ઉર્ધવ મુલ (અ.૧૫) અહુરન ઇશ્વર નામ બિભૃતી અસુર ઇશ્વર સન્યાસ યોગ - અહુર રૃષિ, અહુર મુની યોગ. ગીતા અહુરનો અર્થ શબ્દકોસમાં અહમદ ગુરૂ આદી ડી. વી. એસ. આપ્ટે પુના ૧૮૯૦ સંસ્કૃત શબ્દ મહામદ અર્થ એ ગ્રેટલી વીરાટ પુરૂસ. સુંદર અને તામસ અલા સંસ્કૃત શબ્દ અર્થમા માતા પરમદેવતા - દેવી યા અલા યા દેવી સર્વેસુ. વિષ્ણુ મુખે બ્રહ્મ છંદ - ભીસ્મીલા હર રહમાન - મહા. નારાયણ ઉપ. અસુરા નામ તે સૂર્યા ગીતા ત્થા યજૂ ૩૧-૧૮ એકોર્ડીંગ ટુ અથર વેદ, વેદોના કર્તા ઇશ્વર યવન ફોરેનર વિદંસીયા સામદેસી સીરીયા આરબ માત્ર ભૂમી. યે દેવા અસુરેભયો પૂર્વે પાવક પંજેતન આસન (જેમેની. ઉપ. બ્રા. ૧-૪-૧૭) સર્વમ શાન્તી રૂગ. ભ્યો વેસ્યવર્ણ - અહુર યોની યજૂરવેદ - અથરવેદ અબ્રાહ્મણો યવેન - છંદો વેદ વ્રાત્યા સ્તોમ. સામવેદ. (તેત. બ્રા. ૩-૧૨-૯૪)

**યજૂ સર્વાની ભૂતાની ગેજે. ગવર્મેન્ટ ઓફ ઇન્ડીયા પેજ નં. ૪૧૭ ભાગ ૧**